# ધ્રુવ આખ્યાનનાં નાટકમાં ગવાયલાં

તથા

## બગાલા હુન્નરે ગાયલાં ગાયનોની ચોપડી.

કેટલાએક વધારા તથા સુધારા સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મેહે. જમનાદાસ ભગવાનદાસની કંપની.

દોહરો.

ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ, ભક્તોનો સરતાજ;
નારદ ની મહેરથી, પામ્યો અવિચળ રાજ.

---

આ ચોપડી સને ૧૮૬૭ ના ૨૫ માં આક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવી છે.

---

મુંબઈ

ઇમ્પીરીઅલ છાપખાનામાં છાપ્યું.

ઈ. સ. ૧૮૮૨. સંવત ૧૯૩૮.

કીમત ત્રણ આના.

૨૬૭૫

# ધ્રુવ આખીયાંનનાં ખેલમાં ગવાયલાં ગાયણો.

---

## ઈશ્વર પ્રારથના.

( કર કર કર કર કરમ. ) એ રાહ.

પ્રભુ મેહેર કર હમ ઉપર,
રાખીએ હમે તો, તું પર સબર. પ્રભુ.
ચાતુરી તારીમાં ચુક નહિ જરા,
ખરા કાર્યો કીધાં, રાખીને નજર. પ્રભુ.
ચંદ્ર સુર્ય તારા, પ્રકાશે ભરપુર,
દુરથી પ્રકાશે, ન્યાળીએ હજુર. પ્રભુ.
છોજી વીશ્વાધાર, ખુબીછે અપાર,
નમન કરીયે છે મંડળી આ વાર. પ્રભુ.
છીયે હમે બાળક, તમો પ્રતીપાળ,
આપો હમને હીમત તું દીન દયાળ. પ્રભુ.
હીમત હમને આપો, વિઘ્ન નીવારો,
સારો આપો બોધ હમે તાબેદાર. પ્રભુ.

---0:0:0---

## રાજાની દરબારમાં ગુણકા રાજાની કીરતી ગાયછે.

( છોડી બામનકી. ) એ રાહ.

વારી વારી જાઊં વારી વારી જાઊં.
સભા મંડપ જોઈ હું તો ખુશી થાઊં—ટેક.
સર્વ જાતના રખેવાળ છો શીરઢાંકણ રાજન,
ગુણ તમારા ગાયછે પુરોના માજન—ટેક.
અદલ રાજછે આપણું, નહી તસ્કરની બીક,
બાળ ગોપાળની મેહેરછે, રંગે તગ નજીક—ટેક.
આયુષ્ય વધજો કુટુંબનું, જાચુછું હું એમ,
નીભાની રાખીને ઈશ્વર કરજો તેમ—ટેક.

——0:0——

## ધ્રુવે પોતાનાં પાતાની દરબારમાં અપમાન મળવાથી કીધેલો વીલાપ.

( મુકાવે દુષ્ટ અન્યાયથી, અબળા. ) એ રાહ.

કેર વરતાવ્યો કારમો મુજપર આ શી આફત,
જગતે ઈશ્વર છો જાણીતા, રંકના આ શું રે હાલ.
કેર વરતાવ્યો.
પીતા પીડ જાણે નહીં, મને કરેછે ધીક્કાર.
કેર વરતાવ્યો.
માતા વેણ સાંભળ્યું નહી, ત્યારે મુક્યુંછે માન.
કેર વરતાવ્યો.

અપમાન થયું ગાહેરું, ધર કેમ હું ધીર.
કેર વરતાવ્યો.
પ્રભુ હીમત આપો મેહરથી, દીન હું તારો દાસ.
કેર વરતાવ્યો.

—o:o—

## ધ્રુવની શાવકી માતાએ ધ્રુવને આપેલો ઠપકો.

(વીનતી ધરજો ધ્યાન સજન સૌ વીનતી ધરજો ધ્યાન.) એ રાહ.

અભાગણીના સુત આવ—અલ્યા ધ્રુવ અભાગણીના સુત
આવ.—ટેક.

હીણુ માતા કુખે જન્મ તેં લીધો, કીધો નહીરે વીચાર.—અલ્યા.
ઉત્તમ સાથે બેશાડયો નહી, ગયું સભામાં માન.—અલ્યા.
ગઈ આબરૂ પાછી લેવી હોયતો, કહું તે માફક ચાલ.—અલ્યા.
અઘોર વનમાં કષ્ટ કરો જઈ, ગલશે શ્રી ભગવાન.—અલ્યા.
માગજે તે પાસે મુજ જેવી માતા, ચુકતો નહી ધરી ધ્યા-
ન.—અલ્યા.

—:o:—

## લશકરની કુચ.

( ગ્લોરી ગ્લોરી એબીસીનીઆ. ) એ રાહ.

એડુત મેહેશુલ આપતા નથી, ( ૩ )
ચાલોની જઈએ ત્યાંહાં—ટેક.
સીપાઈઓના લીધા પ્રાણ, ( ૩ )

લઈએ તેઓનાં જાન—એકુત.
મુદ્દાને કરીયે પાંસરા, ( ૩ )
સાંસરા કરીશું પલવાર—એકુત.
રાજાજીની થાય જય જય, ( ૩ )
ભય આપણનો સઉ જાય—એકુત.

—o—

## ધ્રુવ વનમાં જવા માટે રજા માગેછે તીઆરે તેની માતા જવાને ના પાડેછે.

( કંગનવા મોરા કરસે સરક ગયોરે. ) એ રાહ.

માતાજી મને મેહર કરી રજા આપોરે,
હું તપ કરવાને જાંઉ કૃતાર્થમારે થાવું.—ટેક.
નેત્રવંતી—આ તે શું લવેછે રે, ગજા ઉપરાંત કરેછે રે;
શી પીડા થઇછે તને, દરશાવ તે તું મને;
બોધ્ધ આપ્યો કયા જને તને એમ કરવાને રે—માતાજી.
ધ્રુવ—ગયો પીતા પાસે રે, થયો ત્યાં ઉદાસ રે,
ઉત્તમને ખોળે લીધા, આવકાર મને નહી દીધા.
શાવકીએ શ્રાપ દીધા ક્રોધા બોધ્ધ મને રે—માતાજી.
નેત્રવંતી—દુશમનછે એ મારી રે, બુરૂં ચાહેછે ભારી રે,
અદેખી રંડા બહુ, કારસતાન કરે કહું,
ઇશ્વર તું જોને સઉ બઉ સારે થાવોરે—માતાજી.
ધ્રુવ—માજી એમના બોલોરે, સાવકીપર સું કામ ટોળોરે,
જગતેશ્વર પુજવા મન, ભાગ્ય હોય જેનું ધન,
લીધુંછે મેં તો પણ, તન હું કશાવું રે—માતાજી.

# ધ્રુવ ઊજત કરી વનમાં જવા માંગેછે તેથી તેની માતા શમજાવેછે.

( વનચર વીરા વધામણી. ) એ રાહ.

નેત્રવંતી—લાડકવાયા બાળ તું, શું કરેછે વીચાર;
બોધ આપ્યો તને વેરીએ, જાય વન મોઝાર—ટેક.
કહો તો રાજ અપાવું હું, કહો તેમ કરૂં આજ,
તાજ મુકાવું તુંજ શીશપર, બાલો પેહરાવું સાજ—ટેક.
વાઘ વરૂ રીંછ ચીકની ભરતી મરશે તું બાળ,
ભુખ તરશ કેમ વેહશો કોણ કરસે સંભાળ—ટેક.
પોઢવાં શેજ મલે નહી, કાંકરા કાંટા અપાર,
કેમ વાહાલા તું પોઢસે, ગરમી થંડી વીચાર—ટેક.
માટે મુજ વેણ માનીને—જવા વન હઠ છોડ,
એકનો એક તું મુજને—નથી બીજો રે જોડ—ટેક.

---

# ધ્રુવ વનમાં જવા માટે માને સમજાવેછે.

ઉપલી રાહે.

માતાજી મારા સાંભલો—વેણ ચઢાવું શીશ;
કોઇ દીન મેં દુભાવ્યા નથી, આ વેલાએ જઇશ—ટેક.
રાજપાટ નથી જોઇતું—પોશાક દીસે અંગાર;
જગતેશ્વર ભજી મેળવું—નક્કી કીધો વીચાર—માતાજી.
જંગલી પશુથી બીતો નથી—કેમકે તમોછો માત;
પાન કીધું તમ સ્તનથી—તેથી તે નહી ઉચાટ—માતાજી.

કુદરતી જમીન સોહામણી—ઉગે આભ વીખ્યાત;
રક્ષણ કરશે તે માહેરૂં, તેપર રાખું છું હું આશ—માતાજી.
ઇશ્વરને ભજું હું હેતથી—કરી એકાંતવાશ;
શીખ આપો જત મુજને—નહી તો દેહનોછે નાશ—
માતાજી.

---

# ધ્રુવ પોતાની માતાને દીલાસો આપેછે.

( બાબાજી મેં તો ગયાથી ગભરૂઆ સાથ. ) એ રાહ.

ઉઠો ઉઠો વાહાલી મારી માત,
હું વનમાં નહી જાઉં પરભાત—ટેક.
આમ દુભાવું નહી કોઇએ તમને,
શા માટે કરોછો કલપાંત—હું વનમાં.

——0:0——

# ધ્રુવ વનમાં જવાથી તેની માતા સંભાલને માટે ઈશવરને અરજ કરેછે.

( ઓધવજી સંદેશો કેહેજો શામને. ) એ રાહ.

હઠીલા થઇ ગયો રે—હવે હું શું કરૂં,
પ્રભુજી તમે લેજો એની ખરદાશ જો.
માન્યું નહી કહ્યું રે—મારાં બાલકે,
મારે તો છે તમારો આધારજો—હઠીલા.
કોઇ દીવસ મેં તો કાઢયો નથી બારણે,
સુખમાં ઉછર્યો સ્વપને નહી દીઠું દુઃખજો.

ભુખ તરશ એ કેવી રીત વેઠશે,
પણ મનેછે તમારો વીશવાસજો—હરીરા.
દીન દયાળુ છો—દુનીઆના તમો દીન બંધું,
ભોગ સારૂં પોંચા તમે વીભજો.
તે માફક મુજ બાળકને સંભાળજો,
ઈશ્વર મારી સુણજો અરજ આજજો—હરીરા.

## ધુરૂવ વનમાં વીચાર કરેછે.

( પીતા પ્રિયરે નાટ્ય કળા મારે શીખવી. ) એ રાહ.

કાયા જુઠીરે મારે ભજવા ભગવાન—ટેક.
મેં તો વિચાર નક્કી કીધો,
સાવકાનો બોધ મેં લીધો;
તપ કરવું એ મારગ સીધો—કાયા જુઠીરે.
આતો અજાએબ દેખાવો,
ન્યાહાળીને થાય સુજાવો;
પ્રભુજી તમે સાહે થાવો—કાયા જુઠીરે.

## લશકર જીત મેલવી આવેછે.

( સોદાગર હમે કીંવરકા કર કોકુ ખુદાકે ઘરકા. ) એ રાહ.

થયો જય જય જય જય આજે ( બાહાદુરો. )
દુશમનોના કાળજાં દાઝેરે-થયો,
ગળચી જાલી બાલે—લટકાવ્યા, ( બાહાદુરો. )
વેરી થર થર થર થર ધ્રાજેરે—થયો.
જખમી થએલા ચીચીઆરી પાડે, ( બાહાદુરો. )

ખુશાલીનું વાજું ધમ ધમ વાજે રે—થયો.
આપણી ફતેહનું ઈનામ મળસે, ( બાહાદુરો. )
રાજ હવેથી આપણે નવાજે રે—થયો.

—:0:—

## નારદ મુની ધ્રુવને વનમા આવવાનું કારણ પુછેછે.

( આજની આજની આજનીરે. ) એ રાહ.

બાળક છેરે તું કોનોરે—મને કેહેની બાળક છે તું કોનો—ટેક.
આવું તારૂં તપ જોયું નથી જાતું,
બાળ દેખી નહી બગાતું રે—ટેક.
આ વનમાં કોઈ આવી ન શકે,
ડુંગર બાળી ને ભડકે રે—મને.
બાળક તુને કોણે હુલાવ્યો,
ક્યા ઠેકાણેથી આવ્યો રે—મને.
માત પીતાએ કેમ મુકયો સુનો,
આતે ઉપદેશ છે કોનોરે—મને.
રાત અંધારી ને અઘોર વનછે,
જપતો એકે મનનોરે—મને.

—0:0—

## ધ્રુવ નારદમુનીને પુછેછે કે તમે કોણછો ?

ઈંદર સભાની રાહે.

અરે કોણ દેવતા તમારૂં શું નામ,
કોણ તાત ને ક્યાં વીશ્રામ ?—અરે.

## નારદમુની પોતાનું નામ પ્રગટ કરેછે.

ચોપાઇ (જોગીઓ.)

અરે બાળક સાંભલ તું રે,
બ્રહ્મ સુત ને નારદજી હું રે—અરે.
જે વાત સાચી હોએ તે કહે,
કપટ રાખીશ નહી તારે રૂદય—અરે.



## ધ્રુરૂવ પોતાનો હેવાલ જાહેર કરેછે.

(દર ચાલે હાલે દીલમાં નાંખીલો.) એ રાહ.

ભલા નારદજી તમો સુણો,
મહીમા ગારેછે તમ તણો;
ઉત્તાનપાદ સુત ધ્રુરૂવ મુજ નામ,
બીસગાવંતી નગ્રી સ્વસ્થાન;
નેત્રવંતી મારી માતા સતી,
અપરમ માતા તે પ્રભાવંતી—ભલા નારદજી.
તે પ્રભાવંતીનો તન ઉત્તમ,
તે ઉપર ધર્યું રાયનું મન;
હમો બને મલ્યાં એક વાર,
ચાલી ગયાં સભા મોઝાર;
ઉત્તમ રાય ઉછંગે ગયો,
મુજ સાથે અંતર રે કર્યો.—ભલા નારદજી.
તે કારણ દુઃખ મનમાં થયો,
ધરી વૈરાગ મનમાં આવ્યો;

હવે તપ કરી ઇંદ્રી વશ કરૂં,
ભવસાગર હું સેહજે તરૂં,
હેવો મનશું કીધો નેહ;
અગે બ્રહ્મા યા પાડું મારી દેહ.—ભલા નારદજી.

——0:0——

## શ્રીંગી રૂખી ધુરૂવને પુછેછે.

ચોપાઈ ( જોગીઓ. )

અરે બાલક કેમ અહીં આવ્યો,
કીયા વેરીએ-તને અપડાવ્યો.—ટેક
મુખપરથી ઉડ્યું નથી દુધ;
તારી કોણે ભમાવી શુધ—અરે.
કોણ માત ને કોણ છે તાત;
સાચે સાચી વદી દે તું વાત—અરે.

——0——

## શ્રીંગીરૂખી આગલ ધુરૂવ પોતાનો હેવાલ કેહેછે

( એતો મજનુઈ હોએગા દીવાના. ) એ રાહ.

સમજો જોગેશ્વર સાધુભાઈ,
ધુરવ નામ મારૂં સતસાઈ - ટેક.
છેતરી લાવ્યું મને નથી કોઈ,
શું વિચાર કરો મુખ જોઈ—સમજો.
ઉત્તાન પાદ પીતાનું છે નામ,
બરમાપુરીમાં છે રે રેહઠાણ—સમજો.

નેત્રવંતી મારી માતા સતી,
તેના પુત્રની આવી છે ગતી—સમજો.
ઇશ્વર ભજવાનું થયું-છે મન;
વાહલું કીધું નથી તન ધન—સમજો.

——0:0——

## શ્રીંગી રૂષી ધ્રુરૂવને મંત્ર આપેછે.

( કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે. ) એ રાહ.

શાબાશ શાબાશ ધ્રુરૂવજી છે તારી જાતને રે;
ધનછે માતને રે—શાબાશ.
હીમત રાખજો ઉરમાં ભારી,
જશો નહી કોઇથી હારી;
આદેખા ભમાવશે-કરી-વાતને રે-શાબાશ.
ઇંદ્ર અપછરાઓ મોકલે,
ભુત ભૈરવ બીવાડે ટોળે,
બીતા નહી ન્યાળી તેના ખડખડાટને રે—શાબાશ.
શ્રીંગી રૂષી નામ છે મારૂં.
ઇશ્વર કરશે તારૂં ધાર્યું;
આપું મંત્ર લે તારી ઉંચાતને રે—શાબાશ.

——0:0:0——

# અપછરા ધુરૂવની માતાને દીલાશો આપેછે.

## કારવો.

દીલ દુખી શીદ કરોછો માહા રાણીરે—બેતાર.
માહા રાણીરે માહા રાણીરે—દીલ.
તપ કરવાને-ગઆછે ધુરૂવ,
હવે આવશે ઘરે ધીર માહા રાણીરે—દીલ.
કોમળ કાયા-શું કામ જલાવો,
બળાપો શીદ કરો છો માહા રાણીરે—દીલ.
ધીરજ ના ફળ-મીઠાં ઘણાછે,
ઇશ્વર કરસે સારૂં માહા રાણીરે—દીલ.

—:0:—

# વિદુષક ધુરૂવની જનમ પત્રીકા જુવેછે.

## બેત.

ધન મકરને કુંભ, આ રાણી પાડતી આવી બુમ;
ધન મકરને દમો, બાજરીતો જુની પણ વાટોતો નવો.
કન્યા, તોળાને મકર રાશી, રાણીજીને થંડા પાડવાની તાલ થઈછે ખાશી;
ચંદ્ર મંગળને મળ્યા બુધ, હવે રાજાને કાંઈ આવશે સુધ.
પેહેલા ઉઠયા સની રાય, રાણીજી કરે હાય હાય હાય.

—:0:—

## ખરી જનમ પત્રીકા.

### બેત.

રાજન ચીંતા પર હરો, કરો કૃષ્ણની સેવ;
પુત્ર તમારો ભગતછે, મનુષ્ય દેહ પણ દેવ.
સુખનો સ્વામી ઉચનો, ઈંદ્રિ બલીઓ જો હોય;
અખંડીત સુખ તે ભોગવે, રોકી શકે નહી કોય.
તોજા લગનમાં બ્રહસપતી, સની શુક્ર જો હોય;
ભાગ્યસ્વામી દ્રષ્ટી વડે, કૃપા કૃષ્ણની હોય.
કૃપા કૃષ્ણની હોય, અવીચલ પદવી પામે;
સ્થીર રહેનીજ નામ, સંકટ પરના કાપે.
સુગન્ધિપની કન્યા, પવનકુમારી જે,
તેની સાથે એનું લગન થશે, નકી માનજો તે.

---o:o---

## રાજા પોતાના દરબારીઓને ધ્રુરૂવની શોધ કરવા જવાને ફરમાવેછે.

રાગ ઈંદર સભાનો.

શુરા દરબારીઓ મારા નેકનામ;
હવેછે તમોને બાહાદુરીના કામ.
લાએક નહી કે લેવો, તમે અન પાણીનું નામ;
જ્યાં સુધી નહી બજાવો, માહરૂં એક કામ;
મતલબછે માહરી, માતરજ એક;
રંજછે તમો સર્વેને રે સેહેજ.

જંગલ અને પાહાડો ઉપર ફરી કોઈ રખડ;
લાવી આપો મને મારા, ધુતની ખબર.
કરી રાખીશ તમોને હું, સદા સીરતાજ;
ખેંચો એટલી રંજ, તમારા રાજને કાજ.

—o—

## ઈંદર રાજા ઈંદરાશન માટે વીલાપ કરેછે.

( બાદલ ગયો નેણારે. ) એ રાહ.

કોણ તપ કરવાને આવ્યું રે, મારૂં ઈંદ્રાસન ડોલાવ્યું—ટેક.
હેવો શુરવીર પેદા થયો શું, લેવાને મારૂ ઈંદ્રાસન;
અપછરાવો તમે કેમ સુસ્ત થઈ છો, મુકાવોની એનું પણ—કોણ.
દેવો તમે જઈ ડરાવો તેને, ઝબકીને છળી જાય;
જેમ તેમ કરી તપથી ચુકાવો, ઝટપટ કરો મને સાહાય—કોણ.
કંઠાલો આપો તમે અતાશે, વીપત પાડજો બહુ;
બાહાદુર થઈને ટેકજ રાખો, ઉભા મસવો સૌ—કોણ.

—o—

## અપછરાવો ઈંદરને ધીરજ આપેછે.

( કર તનપર શીનગાર હાથમે શોનેકી ઝારી. ) એ રાહ.

ઈંદ્ર રાજા એમ શું બોલો, તપસ્વીમાં શુ દમ,
હજારો એવા તપધારીના, મુકાવીશું અમે પણ.

—:o:—

## ઈંદર પોતાના દૈતીયોને જવાને રજા આપેછે.

ઉપલી રાહે.

દૈત્યો તમે ઝટપટ જાઓ, કરી આવો શુભ કામ,
દીલ મારૂં ઠારશો, ઠાલે કાર્ય કરો મુદામ.

—o.():o—

## અપછરાઓ ધ્રુવને છલ કરેછે.

( મુકાવે દુષ્ટ અન્યાયથી. ) એ રાહ.

અહીંયાં અલ્યા કેમ આવ્યો તારૂં ભાગ્ય હીણુ,
વીર પુરૂષ વહી ગયા, મગર મછમાં મીન.—ટેક.
ડોંગે પ્રભુ મલે, તો લોની વડમાં વન મોઝાર—ટેક.
કર્મ રેખા હોય તાહેરી, નસીબે નથી હાર—ટેક.
ભમાવ્યો કોને આવવા, દુસમન હશે કોઈ ટેક.
માનવું હોય તો માનજે, જા વિચારી જોઈ—ટેક.

## અપછરાઓ ધ્રુવની માતાનું રૂપ લઇને છલવા આવેછે.

લલીત છંદ.

અરે રે મારા સુત, આ શું તારા હાલ,
ભયંકર દીશેછે આ વન વિકરાળ;
તુજ દુઃખે મેં તો નગ્ર પરહર્યું,
વન વિશે તેં તો તપ શું આદર્યું—ટેક.
તુજ પિતા એતો મુને પરહરી,

તુજ વૈગગથી હું વન સંચરી;
મુજ સામું જુઓ માહેરા રે તન,
કેમ કઠણ કરેછ તાહેરૂં રે મન—અરે.
કેમ તેં તજી છેક લાજરે,
ભાર સમુદ્રમાં ડુબ્યું ઝાંઝ રે;
ખરર આસું તે આંખથી ખરે,
બરર બીતમાં શી ચિંતા બળે—અરે.
થરર થાવછે કંપે કાયછે,
સરર સુસરાં બાંણ વાયે છે;
મુજ સામુ જોઈ બોલરે, તું બાળ,
નહી તો હું તજીશ માહેરા રે પ્રાણ—અરે.

——0:0——

## અપછરાઓ ધ્રુરૂવ નહી છલવાથી બીજું ગાયન ગાયછે.

સીતાજીના મહીનાની રાહ.

આશું થયાં તારા હાલ, વ્હાલી દીલ દુખાયેછે,
પુત્ર તન છોડીને ઘરબાર, ભગત કેમ થાયછે;
મુજ સામું જુવોની બાળ, પીતા પ્રાંછે પ્રેમથી,
હવે છોડી દે સંતાપ, ચાલો ઘેર હોંશથી;
તુંજ બધુ ઉત્તમ ટળેછે, ધ્રુવજી મારો ક્યાં ગયો,
હુંડો વહ્યો આપણું જીવન, હવેરો તે બહુ થયો;
અરે આજાણુ માહેરૂ બાળ, ઝવાળ સમતી નથી,
નાની વયમાં તારે વનવાસ, નીરાશ થઈ સર્વથી;
મોટ સગપ લાડકા બાળ, રીસ આવડી નહી રાખીએ,
પીતા ઉપર આશું રોષ, પીતા વેણ પાળીએ.

## અપછરાઓ તથા દઈતીઓ નહી આવ-વાથી ઈંદર રાજા ઘભરાયછે.

( આલેકસે તું યાદ કર. ) એ રાહ.

જીવ મારો ગભરાયછે, કરવું મારે કેમ,
દૈત્યો હજુ આવ્યા નહી, થઈ ગયું સું એમ—ટેક.
અપછરાઓ આવી નહીં, લાગી કેમ વાર.
ઇંદ્રાશન ડોલેછે, બહુ થયો હાહાકાર—જીવ.
નીયમ ચુકયો છણી નહી, કરશું નીત્ય કામ,
જગરાય કોપ્યા કે, જાયછે મારૂ નામ—જીવ.

## બરહમાનાં મંદીરમાં ભગતો ગાયછે.

હોરી.

તું છોરે જગતનું નુરે-પ્રભુ એક તું છે જગતનું નુરે—ટેક.
એક અનેક બની બહુ રૂપે-જગતમાં હીરે જરૂરે;
સ્થાવર જંગમ ચૈતન રૂપે, સચરા ચર ભરપુરે—પ્રભુ.
જપ તપ ધ્યાન રૂદયમાં ધરતાં-પાપ થાયે સહુ દુરે;
વિવીધ પ્રકારની રચના તેં કીધી, બ્રહ્માંડમાં ભરપુરે—પ્રભુ.
ઇંદ્રાદીક બ્રહ્માદીક સુરપતિ, ધ્યાન ધરે નિત્ય ઉરે;
અધમ ઓધારણ પતીત પાવન, ટાળો કરમ કરૂરે—પ્રભુ.

—o:o—

## ઈંદર રાજા બરહમાની સ્તુતી કરેછે.

( ખલકનારે ખોદા ખાવંદ. ) એ રાહ.

વિશ્વ કરતા, જગત દાતા—અખીલ બ્રહ્માંડમાં વિખ્યાતા—ટેક.

બ્રહ્માજી હું લાગુંછું પાય, તમારી છે મુજ ઉપર શાહ-વિશ્વ.
દરશણ કરવા, આવ્યોછું આજ, કરતા આવ્યા છો ગરીબના
કાજ—વિશ્વ.

—0:0—

## શ્રી ભગવત ધ્રુરૂવને માટે વીચાર કરેછે.

( પીતા પ્રિયરે નાટય કળા મારે શીખવી. ) એ રાહ.

દુખ હરવુરે, ભગતછે એ ગુણવાન—ટેક.
બાળ ભગતની દ્રડતા જોઈ;
મારૂ મન રહ્યુંછે મોહી,
એની તોલે ન આવે કોઈ—દુઃખ.
હુંતો પ્રસન્ન થયોછુ આજે,
માહારે કરવું ભગતનું કાજે;
એને આપું અવીચલ રાજે—દુઃખ.
ઝટપટ માહારે જાવું,
કોઈ ઠેકાણે નહી રોકાવું;
ભગતનું કારજ કરી આવું—દુઃખ.

—0:0:0—

## બરહમા તથા ઈંદર રાજા શ્રી ભગવતની સ્તુતી કરેછે.

નારાચ છંદ.

કૃપા સીંધુ વંદુ તમને-જોડીએ બન્ને હાથથી;
દુઃખો હરો સુખી કરો-આબાદ તમ પ્રતાપથી;

ત્રીભોવનનાં છો ઈષ્ટ તમે, વંદેછે રૂષી દેવતા.
દેવ મુની ધ્યાન ધરે, ભગ્તિથી બહું સેવતા.
છો અવિનાશી બહુ વીલાશી-કાર્ય કરો કરો કારગાંક
નીરઉપયોગી ગણે નહી-છે સજનનાં સારમાં;
અમ પર હમેશ રેહેમ કરજો, ઓ દીનદયાલુ નાગરા,
ભગ્ત વછલ ભુદરા-છો રત્નાગર સાગરા.

—o—

## શ્રી ભગવત ધુરૂવના તપ માટે વખાણ કરેછે.

( અલિફ્સે તું યાદ કર. ) એ રાહ.

ભગ્તે રાખ્યો નેમ હવે-કરવું મારે કેમ,
પ્રસન્ન થઈ જાવું હું તો-રાખુ એને ક્ષેમ—ભગ્તે.
ભગ્ત મારૂં ધન જાણું-જાણુ મારૂં તન,
ભગ્તનું મુખ જોવું ત્યારે-થાવું હું પ્રસન્ન—ભગ્તે.
શ્રમ કરીને ઈંદ્ર થાકયો ચુકયો નહી નેમ,
ભગ્તે દ્રડતા રાખી ઘણી ઉપજે મને પ્રેમ—ભગ્તે.
અપછરાઓએ છલ કર્યા, પણ છલાયો નહી બાળ,
રાક્ષસોનો ભય નહી ગણ્યો, કરૂં એને હું ન્યાલ-ભગ્તે.

—0:0—

## ઈંદર રાજા સરવે દેવતાઓને કંકોત્તરી લખેછે.

( પ્રીતા પ્રિયરે નાટય કળા મારે શીખવી. ) એ રાહ.

કૃપા કરજોરે દેવમુની માહારાજે—ટેક.
મુજ પુત્રીના લગ્નછે આજે,
વનમાં કરવુંછે કાજે;
મારા શીરનાછો તમે તાજે—કૃપા.

ગણપતીને કરૂં પ્રણામ,
તેથી સીદ્ધ થાએ સઉ કાંમ;
આવી પુરજો મનની હામ—કૃપા.
અગ્ની વરૂણ ને વાયુ કુબેર,
શીવજી તમે કરજો મેહર;
તમો આવ્યાથી થશે લીલા લેહર—કૃપા.
સુર્ય ચંદ્ર ને યમરાજ,
બ્રહ્મ દેવ વિના જાય લાજ;
નારદ વિના ન શોભે કાજ—કૃપા.
બ્રહસ્પતી તમે વેલા આવો,
સાથે શ્રીંગી રૂષીને તેડી લાવો;
સદા મુજ મનમાં તમો ભાવો—કૃપા.
વાંચી કંકોતરી વેહલા પધારો,
આવી વિઘ્ન સર્વે નીવારો;
દયા લાવીને સાહે થાવો—કૃપા.

—o—

## સરવે દેવતાઓ ભગવતની પ્રારથના કરેછે.

આરતી.

જય દેવ જય દેવ, જય વીશ્વા ધારા,
પ્રભુ જય વીશ્વા ધારા;
તુજને વંદન કરીયે, તુજને વંદન કરીયે,
દુઃખ માત્ર હરીયે—જય દેવ જય દેવ.
અનેક દૈત્યો માર્યા, સુભ કારજ સાર્યાં,

પ્રભુ શુભ કારજ સાર્યાં;
અકલીત માયા તમારી—અકલીત માયા તમારી.
જોઈ જાઊં બલીહારી—જય દેવ જય દેવ.
ભગત વછલછો પ્રભુ તમે આનંદ ઘન મુરતી,
પ્રભુ આનંદ ઘન મુરતી,
ત્રીગુણી માયા રચતા, ત્રીગુણી માયા રચતા.
હરતાં ને ફરતાં—જય દેવ જય દેવ.
અનાથ નાથ પ્રભુ તમે કરૂણા વીસ્તારી,
પ્રભુ કરૂણા વીસ્તારી.
પાંચે પાંડવ ઉગાર્યાં પાંચે પાંડવ ઉગાર્યા,
બાળ્યા ગ્રહ બાલી—જય દેવ જય દેવ.

---

## ધ્રુરૂવની કીરતી.

( દર ચાલ હાલે દીલમાં નોંધીલો. ) એ રાહ.
સત્યની થઈછે સરસાઇ, ( એ. )
નક્કી માનજો સઉ;
ધ્રુરૂવજીએ હીંમત રાખી,
ધીર ધરી પીડા સાંખી;
તપમાં રાખ્યું નહી બાકી,
સત્યનો બેલી રામજી—ટેક.
સાવકીનું વચન પાલીને, ( એ. )
વનમાં ગયો એ બાહાદુર;
પાંચ વરસ પોતાની વય,
રાખી નથી કોઇની ભય. ( એ. )

સત્યનો બેલી રામજી—ટેક.

કૃષ્ણે દરશણ દીધાંછે,

ઇંદ્રની કન્યા પામાયો, ( બે. )

કીરતી થઇ જગની માંહી,

અમર નામ થયું હોઇ, ( બે. )

સત્યનો બેલી રામજી—ટેક.

આ જુગતે લોકું સોભે છે,

આશીરવાદ હમો દઇએ, ( બે. )

અવચીલ રહેજો તારૂં નાંમ,

કરશે જે કોઇ એવાં કામ, ( બે. )

સત્યનો બેલી રામજી—ટેક.

——o:0:o——

# ભગલા હજામના ગાયનો.

——:o:——

## ભગલા હજામે પોતાની કીધેલી તારીફ.

ચીદી હમ કાલા કાલા એ—( રાહ. )

મારૂં નામ ભગલો હજામ,

હજામ છું રે હું એમદાબાદનો,

લાલ માહારાજનો ભગલો હજામ—ટેક.

ભગલા બાઇનો એમદાબાદથી, નીશરીયા બપકા ભેર,

માહરીરે શી કંમબખતી લાગી, આવેઓ છું આએ શેહેર—મારૂં.

કોખમે તોબરી બોકસે પોગરી, અંગરખો તતર બંધ,

રેશમી કોરનું ધોતીયું, ને વલી નોમસે ભગલા સંદ—મારૂં

આંગલે અંગુઠી હીરાની સે, જુવોની ઝીણા લાગે સે રૂપ,
રાંડ્યાએ ફાંશીનો હુકમ કીધો, તે મેશું કીધા સે પોપ—મારૂં.
માહારી આલા સે સરોજંતી, ઓને પુનમનો સોદ,
રાંડ્યાએ ફાંસાનો હુકમ કીધો, તે તો થશે હવે રાંડ—મારૂં.
રાજા ચઢાવે આફીણ, ને વઝીર ચડાવે ભાંગ,
ઇનશાફની ગાદીપર બેશતા, આને વાંદરાના શીંગ—મારૂં.

——0:0——

## ભગલા હજામની ચતુરાઈ.

કનકવા મારા કરસે સરક ગયોરે એ—( રાહ. )

ઇશ્વરે આલ્યું સે માથાં મુંઢવાનું કામરે,
આંધો સેરે મઝાનો, તમે શત કરીને આનો—ઇશ્વરે.
હજામનો સે માલો રે, જો મરજી હોએ તો સાલોરે,
શીખાદીશ મારે હાથે,
સઉથી ઉત્તમ ધંધોછે;
વળી તે સાથે બ્યા દોછે.
તોલ આવેતો માથાપર ટપલા મારૂં ઓમરે—ઇશ્વરે.
એક હજામતનાં ડોડીઆં સે ચોર,
માનશ જોઇને કરૂં રે વીચાર;
તોલ પરેતો વેતરૂં બેઓનાં,
જો શપેડો પડી ગયો;
એતો ફોરો ફુટી ગયો,
એવી એવી તોલ કરી હું ગાડી ખાઉંરે ઇશ્વરે.

——0:0——

## ભગલાએ કીધેલો વીલાપ.

દેખો દેખો ઓગણા એ—( રાહ. )

હાએ હાએ રામ રામ આ શું થયુંરે,
જુવો જુવો નશીબ ઉંધું વળી ગયુંરે—ટેક.

મુવો નાહીને ભુત થાઓ હતો તેનું તેજ,
એ થાશે શજા ભારી, શામે રે અલી મારી,
હાએ હાએ રોગ રોગ આ સું થીયું રે—જુવો.
પ્રીત બહુ રાખેછેરે મારા ઉપર અલી,
તે મરશે ઝુરી ઝુરી, પેટમાં થઇ કુર કુરી;
હાએ હાએ એતો જ્યાંનું ત્યાં રહયું રે—જુવો.

—:0:—

## ભગલાની સ્ત્રીએ પોતાના ધણીની કીધેલી તારીફ.

સ્વામી ગાગડો શોભામણા,
શમજો શમજોની હાં-શમજો શમજોનીહાં—સ્વામી.
હજામત કરવાને આવ્યાછે રે નાગરશેઠને ઘેર,
નાગરશેઠને ઘેર તેના તે પઇસા મળશે,
તેની ખીચડી લેશું શેર—તેની ખીચડી લેશું શેર—સ્વામી.
આંગલે આંગુઠી ડીગનીછે રે આંખરખું તતડબાંચ,
આંગરખું તતડબાંચ-રેશમી કોરનું ધોતીઉં,
જાણે શેઠ માહાજન—જાણે શેઠ માહાજન—સ્વામી.

—0:0—

## ભગલાએ પોતાની સ્ત્રીની કીધેલી તારીફ.

મદમ સાળ નાચતે ચલો એ—(રાહ.)

ઓ મારી વાહરે અલી—જમના કેરું ઘનસે તારૂં નામ,
ગીત ગાયું સે મઝાંનું—દીલમા હરખ થાએ,
પાંચ શેર દુખગાં જોને-ખોડ ખાંપી કેહેવાએ-ઓ મારી.
ઘનાશા ખાતર આવવું પડસે—દીલ ન જુદાં થાએ,
શોદ જેવો સુખરો કોઇ-વાકુલ વ્યાકુલ થાએ-ઓ મારી.
પોંસ પટાનો ગાગરો—ને ફરતી સુર્ખાશ કોર,
નાગરશેઠના ઘરમાં, આપને હેંડોએ જોડા જોડ-ઓ મારી.

